જો તેમ ન હોત તો તેને જંગમ કરવાની જરૂરજ શી હતી? એક લોલસા જેવોજ બનાવત. બાળક જો રડે નહિ, હશે નહિ, હાથ પગ હલાવે નહિ ને ઉદાસીન પડયું રહે, તો ઘરનાં સર્વ વિચારમાં પડી તેનું કારણ શોધવા માંડેછે. એ ઉપરથી એમ જણાય છે કે, જંગમ પ્રાણિયે શુદ્ધિમાં ક્રિયા રહિત થવું, એ સૃષ્ટિનિયમથી ઉલટું છે. માટે સદા પોતાના કાર્યમાં સાવધાન રહેતાં સદાચરણે વર્તવું, કારણ બૃહદારણ્યકમાં કહ્યું છે કે,

**यथाकारी यथाचारी तथा भवति । साधुकारी साधुर्भवति पापकारी पापो भवति । पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन ॥ ३१ ॥**

જીવાત્મા જેવું કરે તથા આચરે તેવો થાય; સારૂં કરે તો સારો ને નરતું કરે તો નરતો થાય, કેમકે પુણ્ય કર્મ કરી પુણ્યવાન્ અને પાપે કરી પાપિષ્ટ થાયછે ॥૩૧॥

તેમ યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

**आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३२ ॥**

જીવાત્માને રથમાં બેસનાર, શરીરને રથ, બુદ્ધિને સારથી તથા મનને રાશ જાણ ॥૩૨॥

**इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् । आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ३३ ॥**

માટે બુદ્ધિમાન્, ઇન્દ્રિયોને ઘોડા, વિષયને માર્ગ અને શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્માને ભોક્તા કહેછે ॥ ૩૩ ॥

વ્યવહારમાં તો ક્રિયાનું ફળ પ્રત્યક્ષ જણાય છે, પણ કેટલાંક સુખ દુઃખમાં જ્યાં તેમનાં કારણ જાણવામાં આવતાં નથી, ત્યાં એમ સમજવું કે, મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી તેવાં સુખ દુઃખ થાય તે રીતનું તેનું કંઈ આચરણ અજાણે થઈ ગયું હશે; કેમકે કારણ વિના કાર્ય થવાનો સ્વભાવ નથી. લોકનિયમ, રાજનિયમ તથા સૃષ્ટિનિયમથી અનુકૂળ પતિકૂળ વર્તતાં ક્રમથી લોક, રાજા તથા ઈશ્વરતરફથી સુખ દુઃખની પ્રાપ્તિ થાયછે. પણ લોક તથા રાજ્યનિયમની પેઠે સૃષ્ટિનિયમ સારી રીતે જાણી શકતા નથી, જેથી મનુષ્યને જેનું કારણ જાણવામાં આવે નહિ એવાં સુખ દુઃખની પ્રાપ્તિ એકાએક થાયછે. જેમ મનુષ્યજાતિત્વે કરી એક છતાં, લોક તથા રાજા પોતપોતાના નિયમથી ઉલટા ચાલનારને શિક્ષા કરેછે, તેમ સર્વ શક્તિમાન્ ઈશ્વર પણ ચૈતન્યત્વે કરી એક છતાં, અલ્પ શક્તિમાન્ જીવને, જો પોતાના નિયમથી ઉલટી રીતે ચાલે તો શિક્ષા કરે છે. પણ જેમ મનુષ્યના ઉદરમાં રહેલા વિકાર કરનાર કૃમિકીટાદિ, તેમને મનુષ્ય કેવી રીતે શિક્ષા કરશે તે કઇ જાણતાં નથી, તેમ ઈશ્વર જીવને કેવી રીતે શિક્ષા કરે એ કંઈ તેના જાણવામાં આવી શકે નહિ. કારણ તે સર્વ શક્તિમાન્ તુફાન, રેલ, ધરતીકંપ, દુષ્કાળ, રોગ, અકસ્માત્ વા પ્રેરણા, એમાંના ગમે તે પ્રકારથી અપરાધિ પ્રાણિયોને શિક્ષા કરેછે. બૃહદારણ્યકમાં કહ્યું છે કે,

स सर्वेषां भूतानामधिपतिः ॥ ३४ ॥

તે સર્વ ભૂત પ્રાણીનો નિયંતા છે ॥ ૩૪ ॥

માટે તેનો દંડ ઉગ્ર છે, ને તે ન્યાયિ હોવાથી કોઇનો પક્ષ રાખે તેમ નથી, વાસ્તે લોકનિયમ, રાજનિયમ તથા સૃષ્ટિનિયમથી જેમ બને તેમ માહિતગાર થઇ, તે-પ્રમાણે વર્તવું; જેથી બહુધા કરી દુઃખ ન થતાં સુખ થવાનો સંભવ રહેછે. એ રીતે આચરતાં સર્વાંતર્યામી સર્વ શક્તિમાન્ ઈશ્વરને પોતાના હૃદયમાં નિત્ય જોઇ, ચિત્તને સ્થિર કરવાનો અભ્યાસ કરવો; કેમકે ચિત્તની સ્થિરતાથીજ આનંદ ભાસે છે. માટે યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

एको वशी सर्वभूतान्तरात्मा<br>
एकं रूपं बहुधा यः करोति<br>
तमात्मस्थं येऽनुपश्यंति धीरा-<br>
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ ३५ ॥

જે એક, જગતને વશ રાખનાર તથા સર્વ ભૂતનો અંતરાત્મા છે, અને જે એક વસ્તુને બહુ પ્રકારે કરેછે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરેછે, તેમને આનંદરૂપ નિત્ય સુખની પ્રાપ્તિ છે, બીજાને નહિ ॥ ૩૫ ॥

नित्योऽनित्यानां चेतनश्चेतनाना-<br>
मेको बहूनां यो विदधाति कामान् ।<br>
तमात्मस्थं येऽनुपश्यंति धीरा<br>
स्तेषां शांतिः शाश्वती नेतरेषाम् ॥ ३६ ॥

જે અનિત્યનો નિત્ય તથા ચેતનનો ચેતન છે અને સર્વ પ્રાણિયોને તેમના કર્મનું ફળ આપેછે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરેછે, તેમને નિત્ય શાંતિ થાયછે, બીજાને નહિ ॥ ૩૬ ॥

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના વિચારપ્રકરણમાં પ્રાણિયોને સુખ-દુઃખ થવાના કારણનું નિરૂપણ.

# इति विचारप्रकरणम्

## ॥ समाप्तोयं ग्रन्थः ॥

